ગ્રીષ્મ   એપ્રીલ ૧૯૩૭   રીલીઝ.



મા. મોહન મારવાડી




# યંગ ઇંડિયા

ગુજરાતી, હિન્દી અને ઉર્દુ ગાયનોની રેકર્ડઝ

The NATIONAL GRAMOPHONE RECORD MFG. Co. LTD.
110 MEDOWS STREET FORT BOMBAY.

# મુલ્ય સુચિપત્રક.

| | | |
|---|---|---|
| ડી. એ. બ્લુ લેબલ | ... ... ... | રૂા. ૧—૮—૦ |
| એમ. એમ. ચોકલેટ લેબલ | ... ... | રૂા. ૧—૧૨—૦ |
| ટી. એમ. ગ્રીન લેબલ... | ... ... | રૂા. ૨—૦—૦ |
| એસ. એમ. રેડ લેબલ... | ... ... | રૂા. ૨—૮—૦ |

સચિત્ર કેટલોગ માટે અમારા ઓથોરાઇઝ્ડ
ડીલર્સને પુછો અથવા લખો:—

ધી નેશનલ ગ્રામોફોન રેકર્ડ મેન્યુફેકચરીંગ કાં., લીમીટેડ
૧૧૦, મેડોઝ સ્ટ્રીટ, કોટ : મુંબઇ

# RECORDS PRICE LIST

| | | |
|---|---|---|
| D. A. Blue Label... | ... ... | Rs. 1 8 0 |
| M. M. Chocolate Label... | ... | Rs. 1 12 0 |
| T. M. Green Label | ... ... | Rs. 2 0 0 |
| S. M. Red Label ... | ... ... | Rs. 2 8 0 |

For particulars and catalogues please see our authorised dealers or write to.

**The National Gramophone Record Mfg. Co., Limited.**
110, Medows Street Fort : BOMBAY 1.

ગ્રીષ્મ રીલીઝ

એપ્રિલ ૧૯૩૭




# ગુજરાતી અને હિન્દુસ્તાની ગાયનોની
## ૧૦ ઇંચની બે બાજુવાળી રેકર્ડઝ

**GUJARATI RECORDS.** ગુજરાતી રેકર્ડઝ.

**Green Label 2-0-0** ગ્રીન લેબલ ૨-૦-૦

**Firoz Dastur.** ફીરોઝ દસ્તુર.

TM 8317 { ધન વૈભવ આ દુનીયાના ...ભૈરવી... અમૃતલાલ
નૌકા પ્રભુ તારો ...હંસકંકણી.... ત્રિવેદી કૃત


ફીરોઝ દસ્તુર.

**અનેક બોલતા ચિત્રો** અને રેડીઓ દ્વારા પોતાના સુમધુર કંઠ અને સંગીત રજુ કરવાની શાસ્ત્રીય અને મનમોહક પદ્ધતિથી હિંદના ખુણેખુણામાં સંગીત શોખીન માનવીઓમાં લોકપ્રિયતા મેળવી મશહુર બની ગયેલ આ બાળ નટના સંગીત વિશે કાંઇપણ લખવું તે માત્ર મોરના ઇંડાને ચિતરવા જેવું છે. આજકાલ **ફીરોઝ દસ્તુર** નું નામ સંગીત રજુ કરવાની તેની મોહક પધ્ધતિ અને અલ્હાદકારક સુમધુર સ્વરને લીધે એટલું બધું ઘરગથુ થઈ ગયું છેકે એક નાનું બચ્ચું પણ **ફીરોઝ દસ્તુર**ના નામથી અજાણ્યું નથી. આ પહેલાં રજુ થઇ ગયેલી **ફીરોઝ દસ્તુર**ના હીંદી ગાયનોની રેકર્ડઝને જનતાએ વિશાળ પ્રમાણમાં અપનાવી છે તેજ

**ફીરોઝ દસ્તુર**ના સંગીતની લોકપ્રિયતા સાબીત કરી આપે છે. ફીરોઝ દસ્તુરના કેટલાક પારસી અને ગુજરાતી સંગીત પ્રેમીઓ ફીરોઝ દસ્તુરના ગુજરાતી ભાષામાં તેની સંગીત કળા રજુ કરે તેવી ઇચ્છા ધરાવતા હોવાથી તેમની ઇચ્છાને માન આપી પોતાના સંગીત પ્રેમીઓ સમક્ષ હિંદી ભાષામાં પોતાના ગાયનો રજુ કર્યા પછી **ફીરોઝ દસ્તુરે** આ રેકર્ડમાં એકબાજુ **"ધન વૈભવ આ દુનિયાના"** ભૈરવી અને બીજી બાજુ **"નૌકા પ્રભુ તારો"** હંસકંકણી દ્વારા ગુજરાતી ભાષામાં એટલું સુરાવટભર્યું અને ચિત્તાકર્ષક સંગીત રજુ કરે છે કે **ફીરોઝ દસ્તુર**નું સંગીત પોતેજ તમોને તેની પ્રશંસા કરવાની અને રેકર્ડ ખરીદવાની ફરજ પાડશે. **મા. ફીરોઝ દસ્તુર**ના ગુજરાતી ગાયનોની આ પહેલીજ રેકર્ડ એટલી અનુપમ અને મોહક પધ્ધતિએ **ફીરોઝ દસ્તુરે** રજુ કરેલ છે કે **ફીરોઝની** આ રેકર્ડ પર સંગીતપ્રેમીઓનો જબ્બર દરોડો પડવાનો પુરતો સંભવછે માટે તમારા આલ્બમને શણગારવા અને **ફીરોઝના** સંગીતમાં મસ્ત બનવા સત્વરે આ રેકર્ડ વસાવો.

એક બાજુઃ—

ધન વૈભવ આ દુનિયાના પળ એકમાં જવાના
દુનીયા છે જીવન ખેતી વાવો તેવું ફળ તે દેતી
કરો કર્મ રૂડા હરખાવા પાછળથી નહીં પસ્તાવા
આફત મહીં મીત્ર કે ભાઈ ન કામ આવે છે
કરી જે કમાણી સાચી ખરે તે કામ આવે છે
સહુ સુખના છે સાથી દુઃખમાં નજર ન કરશે
માયા જગતની જુઠ્ઠી નીતિ ન્યાય પંથે તરશે

બીજી બાજુઃ—

નૌકા પ્રભુ તારો ફસી મધદરીયે
મોહ પવનમાં માર્ગ નવ સુઝે
તું જો તારે તો સહજમાં તરીએ...નૌકા...



| | | |
|---|---|---|
| TM 8301 | બિરજમેં ધુમ મચાવત .... | ભીમપલાસ |
| | તું કોન રીઝાવન જાય રે .. | જોનપુરી |
| TM 8309 | મધુબનમેં હો લાલા... | દુર્ગા |
| | કલીયન સંગ કરત રંગ.... | બહાર |

**Blue Lable Rs. 1-8-0** **બ્લુ લેબલ રૂા. ૧-૮-૦**

## Master Mohan Marwari. મા. મોહન મારવાડી.

DA 5165 { પ્રેમની કુંજે કુંજે ...મીશ્ર ભૈરવી... હિંમતલાલ
પ્રેમ પરિક્ષક પ્રેમ પીછાણે. ...વાગેશ્રી... ભટ્ટ કૃત


**મા. મોહન મારવાડી.**

**ગુજરાતી રંગભુમિ** પર અનેક નાટકો દ્વારા જનતાનો ચાહ મેળવી ચુકેલ **મા. મોહન મારવાડી**ના નામથી કયો નાટય શોખીન અજાણ હશે? મુંબઈ ગુજરાતી નાટક મંડળીના જે ચુનંદા નટે પોતાની અભિનયકલા અને સંગીત દ્વારા મોહમયી મુંબઈને મુગ્ધ બનાવેલ હતું તે જનતાનો માનીતો અને લાડીલો નટ આજે શ્રી પાલીતાણા ભકિત પ્રદર્શક નાટક કુંપની જેની માલીકી મણીશંકર જેશંકર ભટ્ટ ધર.વે છે તેના નાટકોમાં આજે પણ પોતાની કલાના ઓજસ ઉતારી રહેલ છે. ગુજરાતી રંગભૂમિનો આ મશહુર નટ તેની પહેલ વહેલી આ રેકર્ડ દ્વારા પોતાની સગીત કલાને સુમધુર અવાજ દવારા સંગીત પ્રિય માનવીઓ સમક્ષ રજુ કરે છે. **મોહન મારવાડી**નું નામજ એટલું લોકપ્રિય છે કે તેની રેકર્ડ બહાર પડતાંજ ચપોચપ ઉપડી જવાનો પુરતો સંભવ હોઈ સત્વરે આ રેકર્ડ વસાવો.

એક બાજુ:—

પ્રેમની કુંજે કુંજે પ્રેમના તાર દિલના
પ્રેમ વિણાના સુર પ્રેમ પ્રેમ બોલે
આશાના પુષ્પો ખીલી હૈયાં હૈયાં પર ઝુલે
પ્રેમમાં પ્રાણ સમાયા...પ્રેમની કુંજે
વિયોગીની રાત સંયોગ થઇ
નભ ચંદ્ર સુજ્યોત પ્રકાશ થઇ
પ્રેમના પુષ્પો પ્રેમની માળા
પ્રેમ પરાણે પુષ્પો ભર્યાં છે
જીવન મધુર દિન આજે
ધન્ય ધન્ય હો રસના જગમાં
પ્રેમના નિત્ય ગુણ ગાય...પ્રેમની કુંજે

બીજી બાજુ:—

પ્રેમ પરિક્ષક પ્રેમ પીછાણે પ્રેમ વિહોણા પ્રેમ શું જાણે?
પ્રેમ વિનાના જીવન ખારાં પ્રેમ સાગરના દુર કિનારા
પ્રેમ તણી નૌકાના પ્યારા પ્રેમ સુકાની આપ હમારા
પ્રેમીઓ પીછાણે તરી જગમાં કોઈ.

**Shrimati Sumati Bahen Daru. શ્રીમતી સુમતીબ્હેન દરૂ.**

DA 5167 { કાનુડો ચિત્તડાનો ચોર છે....ગરબો...અમૃતલાલ
રાધા વનમાં પુછે ગોપ બાલને. ,, ત્રિવેદી કૃત



શ્રીમતી સુમતિ દરૂ.

સાન્તાક્રુઝમાં અનેક ગર્બા પાર્ટીઓમાં પોતાના મધુર હલક ભર્યા મીઠા અવાજથી લોકપ્રિયતા મેળવી ચુકેલા ઉચ્ચ કુટુંબના સુશિક્ષીત શ્રીમતી **સુમતિ બ્હેન દરૂ** તેમના મધુર અને સાંભળતાંજ મુગ્ધ બનાવે તેવા અવાજે ગવાયેલા ગરબા **“કાનુડો ચિત્તડાનો ચોર છે”** એક બાજુ અને **“રાધા વનમાં પુછે ગોપ બાલને રે”** બીજી બાજુ એવી



સુંદર અને મોહક પધ્ધતિએ રજુ કરે છે કે શ્રીમતી **સુમતિ બ્હેન દરૂના** ગરબાની આ પહેલીજ રેકર્ડ તેમને લોકપ્રિયતા અપાવે તો નવાઇ જેવું નથી. અનેક બોલતા ચિત્રોમા મ્યુઝીક ડીરેક્ટર તરીકે કામ કરી ચુકેલ **કીકુભાઇ યાજ્ઞીકે** આ ગરબાઓ જનતાના હૈયે ચડી જાય તેવી મોહક અને આકર્ષક તર્જમાં રજુ કરવા પાછળ સારી મહેનત લીધી હોવાથી આ ગરબા, ગરબા જગતમાં આકર્ષણ રૂપ નીવડવાનો પુરતો સંભવ હોવાથી આ રેકર્ડ ખરીદીને સત્વરે સાંભળો.

એક બાજુ;—

કાનુડો ચિત્તડાનો ચોર છે
હો બેની મારી કાનુડો ચિત્તડાનો ચોર છે
બંસરી બજાવી કા'ન હૈયાં ડોલાવે
ઘેલાં બનાવે કિશોર છે...હો બેની...

સાખી.

માધવ મુરલી નાદમાં ચિત્તડું ચંચળ થાય
સાન ભાન ભુલી સખી મોહન મીલન ચ્હાય
હૈયાં હુલાવી શ્યામ ચિત્તડું ચળાવે
પ્રેમી જીવનનો એ દોર છે...હો બેની...

બીજી બાજુ:—

રાધા વનમાં પૂછે ગોપબાલનેરે
ક્યાંઈ દીઠો છે કાનજી કિશોરરે
વૃંદા તે વન કા'ન ગાવલડી ચારતાં
મધુરીશી મોરલી વગાડતાંરે....રાધા ..

કાલીંદી તીરે શ્યામ રાસ રચાવતાં
ગોકળીયું ગાડું બનાવતાંરે ..રાધા ..
હૈયું હુલાવે કા'ન તારી પ્રિતલડી
રાતલડી વેરણ થાયરે...રાધા...
બાળા તે પણુની પ્રીતિ શામળીયા
કાળજડે લગાડે લાહ્યરે...રાધા...

**Sriyuta Goculdas Raichura and Gadhavi Merubha Meghanand.**

**શ્રી. ગોકુલદાસ રાયચુરા અને ગઢવી મેરૂભા મેઘાણંદ.**

| | | | |
|---|---|---|---|
| DA 5164 | દુહાની રમઝટ | ... ... | ભાગ ૧. |
| | ,, | ... ... | ભાગ ૨. |




**શ્રી. ગોકુલદાસ રાયચુરા.** **ગઢવી મેરૂભા મેઘાણંદ.**

**મહાગુજરાત**ના જાણીતા લેખક અને શારદાના તંત્રી **શ્રીયુત ગોકુલદાસ દ્વારકાદાસ રાયચુરા** અને સોરઠી ચારણી સાહિત્યના ધુરંધર **ગઢવી મેઘાણંદ**ના પુત્ર **મેરૂભા**ના નામથી કયો સાહિત્ય પ્રિય અજાણ હશે? સોરઠી સાહિત્યથી મુંબઇ અને બીજા અનેક ગામોની સભાઓ ગજાવનારા સોરઠી સાહિત્યના આ પ્રખર પ્રચારકો



આજે આ રેકર્ડ દ્વારા **"દુહાની રમઝટ"** લઇને સાહિત્ય પ્રેમીઓ સમક્ષ રજુ થાય છે. સોરઠી દુહઓની રમઝટ **ગોકુલદાસ રાયચુરા** અને **મેરૂભા**એ એવી જવલંત અને વેગભરી ભાષામાં રજુ કરી છે કે રેકર્ડ દ્વારા સોરઠી સાહિત્ય સાંભળનારાઓ આ રેકર્ડને વિશાળ પ્રમાણમાં અપનાવી લેશે તેવી અમોને પુરતી ખાત્રી હોવાથી **શ્રી. રાયચુરા** અને **મેરૂભા**ના સહકારથી રજુ કરવામાં આવેલી આ રેકર્ડ, રેકર્ડ જગતમાં જબ્બર ખળભળાટ મચાવી ગજબનાક આકર્ષણ પેદા કરે તો નવાઈ જેવું નથી કારણકે **શ્રી રાયચુરા** સોરઠી સાહિત્યના એક કાબેલ લેખક અને વિવેચક હોવા ઉપરાંત રાષ્ટ્રવાદી માનસ ધરાવતા હોવાથી નેશનલની પ્રવૃતિને ઉતેજવા માટે રાષ્ટ્ર પ્રેમી **શ્રી. ગોકુલદાસ રાયચુરા**એ જે દુહાઓ દ્વારા અનેક ગામની સભાઓ ગજાવી મુકી છે તેજ દુહાઓને **"યંગ ઈન્ડીઆ"** રેકર્ડ પર પંહેલ વહેલા તેમની જવલંત ભાષામાં રજુ કરતા હોઇ સત્વરે આ રેકર્ડ ખરીદી અણમોલ સોરઠી સાહિત્યને તમારી આલ્બમમાં સંઘરો નહીંતર પાછળથી મેળવવી મુશ્કેલ થશે.

એક બાજુ;—

[૧]

જેની જોઈએ વાટ ઇ માનવી આવી મળે
ઉઘડે. હૈયાંના હાટ કુંચી નહીં કામની

[૨]

એક આવ્યે દુઃખ ઉપજે એક આવ્યે દુઃખ ઓલાય
એક વિદેશ ગીયા સાંભરે એક પાસે બેઠા ન સુહાય

[૩]

કાપડ ફાટયું હોય એને તાણો લઈને તુણીયે
પણ કાળજ ફાટયું હોય ઇ કોઇ કાળે સંધાય નહીં

[૪]
ભાણું ભાંગ્યું હોય એને રેણ દઇને રાખીએ
પણ કાળજ ફાટયાં હોય ઇ કોઇ કાળે સંધાય નહીં

[૫]
મેમાનુંને માન દિલ ભરી દીધાં નહી
ઇ મંદીર નહી મસાણ સાચું સોરઠીયો ભણે

[૬]
મળવામાં માઠપ કરે એ ઓળખનાં એંધાણ
એ કાંબ પાથરશે પ્રાણ સાચું સોરઠીઓ ભણે

[૭]
કોયલડી ને કાગ એનો વાતે વરતારો નહિ
પણ જીભલડીએ જવાબ સાચું સોરઠીઓ ભણે

[૮]
કળજુગને જોરે કરી કદી થોરે કેળાં થાય
પણ મીઠપ નહી મનાય સાચું સોરઠીયો ભણે

[૯]
કરમાં પેરે કડાં પણ કર પર કર ધરે નહિ
ઇ માણસ નહીં પણ મડાં સાચું સોરઠીયો ભણે

[૧૦]
સફરાં પહેરે સુત ઈ ઓઢે પણ આપે નહી
એને ગણવા તાબુત સાચું સોરઠીયો ભણે

[૧૧]
ગજા વિનાની ગાતર કરે ને મોં નાનું ને મરડાય
એનાં માતમ કેમ મનાય સાચું સોરઠીયો ભણે

[૧૨]
પોતાનાં પરાં કરી જીતી ભેળાં જાય
ઇ શાવ લેસલાં ભણાય સાચું સોરઠીયો ભણે



બીજી બાજુઃ—

[૧૩]
ચોરવાડ સમ ગામ નહીં, નહીં અમૃત સમ નામ
સ્વર્ગ સમ પુસ્તક નહીં, નહીં સોરઠ સમ ધામ

[૧૪]
છત્રાવા સોરઠ દેશમાં નિર્મળ ભાદરનાં નીર
મોટી વસ્તી મેરની છે શુરવીર સધીર

[૧૫]
સુમન બાગ ત્યાં શોભતો સુમન સુગંધીત સેર
લીલી લીલી વેલડી લીલીછમ નાઘેર

[૧૬]
ભાદર કાંઠાની ભેંસ ભલી વેણું ગાય વખાણ
કાઠીયાવાડની કામની બરડા અંગો જુવાન

[૧૭]
કાઠીયાવાડની કામની છલકતી માથે હેલ
ભરી બજારે નીસરી જાણે ઢળકતી ઢેલ

[૧૮]
કાઠીયાવાડની કામની ને કાંબી કડલા જોડ
ઠેસે ઠણકારો કરે મલપતી ચાલ મરોડ

[૧૯]
શિયાળે સોરઠ ભલો ઉનાળે ગુજરાત
વરખામાં વાગડ ભલો ઓલો કછડો બારે માસ

[૨૦]
ચરોતરને ચાર દિશે તરૂ તંબાકુ તૂર
નર નારીનાં જોડલાં નયને નિતરે નૂર

[૨૧]
રાજા ચારણ ને વાણીયો ચોથી નાનકડી નાર
એટલાને ભકિત ઉપજે નહીં ઉપજે તો બેડો પાર

[૨૨]
રાજા જોગી ને અગન જબ ઉનકી ઉલટી રીત
એથી ડરતા રહીએ થોડી રાખીએ પ્રીત

[૨૩]
અત્તર પત્થર આદમી રાગ વાગ હથીયાર
એ છઓને પારખે કરપા હોય કિરતાર

[૨૪]
તોત તુરંગ ને રસ ત્રીયા કવિ રસ કથા કીલોલ
એ તાં રસ ભર રાખીએ તાલ મીત્ર તંબોલ

**Dr. Nagindas Party.** **ડા. નગીનદાસ પાર્ટી.**

DA. 5146 { આંક ફરક ...કોમીક... **કવિ જામન કૃત**
જાહેર ખબરની જોરૂ „ ... „ }



**ડા. નગીનદાસ.**

**સામાજીક** નાટય પ્રયોગો આલેખી સુનંદા નાટયકાર તરીકે ગુજરાતી જનતામાં લોકપ્રિય બનેલા **કવિ જામનની** કલમે લખાયેલા તેમના કોમીકને આ પહેલાં **"કાદર મીયાંનો બંદર"** અને **"ઓફીસ નો દસ્તુર શું છે?"** તથા **"ગરબડ ભટનો ગોટાળો"** ભા ૧-૨ રેકર્ડ પેર રજુ કરી પ્રખ્યાત બની ગયેલ **ડા. નગીનદાસ પાર્ટી "આંક ફરક"** અને



**"જાહેર ખબરની જોરૂ"** પુર બહારમાં રજુ કરે છે. માટે સત્વરે ખરીદીને સાંભળો. આ કોમીક તમોને હસાવ્યા વિના નહી રહે તેની અમોને સંપુર્ણ ખાત્રી છે.

એક બાજુઃ—

રાઘવજી—કાં માવજીભાઈ? આ ડાચું રડતી સુરત કેમ થઇ ગયું છે? દાદી મરી ગઈ કે મામી?

માવજી—રાઘવજીભાઇ, દાદી મામી તો સલામત છે, પણ આશા મરી ગઇ. આંકફરકમાં આખી મુડી સરી ગઇ.

નાજી—અરે શા. થારીતો આશા મરી ગઇ પણ મેતો આખો મર ગયો. સફાચટ બ્રક્ષ કે નીચુ બડા ગંભીર ચહેરેસે એક સફેદ દાઢીવાલા જ્યોતીષી ચશ્મા ચઢા કર રમલકા પાસા ફેંક રહાથા વહાં ગયા. પરણામકર પૂછા "ગુરૂજી આંકકા નંબર બતાદો" પાંચ રૂપીઆકી દક્ષીણાલી, ઓર પાંચકા નંબર બતા દીયા.

સ્તનજી—પન એ મારવારીએ પાંચના કમમાં કમ પચાસ તો થઆ થયાજ હોસે?

નાજી—કયા કહું પેસ્તનજી હેઠાં. મુડી દબાકર આયો બજારમેં લગા દીયા નંબર પાંચ ઔર આ ગઇ મેરે ઘર પર ટાંચ. સત્યાનાશ જાય તેરા આંક ફરક ઓર જોષીકા મીન મેખ વરખ.

વજી—ત્યારે પેસ્તનજી શેઠ તમને શું લાગયો? છ નંબર કે મીંડી?

સ્તનજી—અરે યાર માવજી શું કેઉં મારી શીરીને શારી વરે હઠ પકરી એટલે લાગલોજ જઇ ફુસ મુટીયાં માટે મકુજી પાનવાલાની ટીપ લઇ ચટ કરતીક લગારી મીંડી. પને હવે તો ઘેરીયાં રમેચ પગ બા ચરતાં ઘરની સીરી.

**રાઘવજી**—અરે ભાઇઓ લોભીઆ હોય ત્યાં ધુતારા ભૂખે ન મરે. સટાનો પૈસો જો સાચોને સ્થીર હોતતો આજે દુનીયામાં બીજો કોઇ ધંધો ચાલતો નહોત. એ આંક ફરક તો નવરાનો ધંધો છે. જ્યારે થાકે છે બુધ્ધી ને ખુટે છે તરફ ત્યારે મુરખા દોડે છે રમવા આંક ફરક.

**માવજી**—માટે હવે રાઘવજીભાઇ આપણે સહુ આંક ફરકના સેતાનની આરતી ગાઇ. એને વિસર્જન કરીએ કેમ પેસ્તનજી શેઠ.

**બધા**— **ગાયન**

**આંક ફરક તું દેવ આજનો લળી લળી લાગું પાય**
**ઘર ઘરમાં તું ધુસી જઈ પગદંડો તુંજ પથરાય**
**વિસર્જન આ ટાણે તુંજ થાય.**
**રેસ જુગાર ને શેર સટાથી તું ગુણીયલ કહેવાય**
**લુચ્ચા નવરા રંક મજુરનો તું સાથી સમજાય**
**દુ:ખીયાને તું દઈ દીલાસો પડખે લઇ હરખાય**
**આંક ફેરક ઉંદર તું સહુને ફોલી ફોલી ખાય.**

**આંક ફેરક દેવકા ક્ષય.**

બીજી બાજુ:—

**કાકા**—અલ્યા મગન, એ મગના અરે મગનીઆ ક્યાં મરી ગયો.

**મગન**—એ આવ્યા કાકા આવ્યો. બોલો શું કહો છો? જરા એટીકેટના જમાનામાં જરા બોલાવતાં શીખો, કાકા કહો મીસ્તર મગનલાલ.



**કાકા**—અલ્યા મગનીઆ......અરે મીસ્તર મગનલાલ પેલા ટપાલવાળા સાથે ક્યારનો શી ગુચપુચ કરે છે. ક્યાંઇ નોકરી ચાકરી મળી ?

**મગન**—અહો એ કાકા કૌવા. ચાકરી તો નથી મળી પણ ચા કરવાવાલી મળી ?

**કાકા**—હેં.. ......એ કેવી રીત ?

**મગન**—અરે કાકાએ કૌવા!

**કાકા**—બોલો ભત્રીજાએ બટાટા પૌવા.

**મગન**—તમારા જમાનામાં ગોર કન્યાનો એજંટ હતો. હવે તે કામ છાપાવાલા કરે છે. તેથી મેં જાહેરખબર આપી. ફોટા મંગાવી બૈરી પસંદ કરી છે કાકા.

**કાકા**—મગન તમે સુધારામાં હવે બૈરીને બદલે ફોટાને જ પરણતાં શીખ્યા પણ જાતે જઇ તેના રૂપરંગ બધું તપાસ્યું છે ખરૂં ?

**મગન**—કાકા હું તો એની છબી જોઇને જ મોહી પડયો છું. તમે પણ એની છબી જુઓ તો તમને પણ ગલગલીયાં થાય એવી.

**કાકા**—એ છાંનો મર રાંડના ગમાર એવી વાતો આ તારા કાકાને સંભળાવે છે ?

**મગન**—પણ કાકા ત્યારે તમને વિશ્વાસ કેમ આવે.

**કાકા**—પણ રાંડે જણીના પરણવુંછે તારે કે મારે એ કહું તે સાંભળ. નામ હોય સુલોચના ને આંખે હોય બાડી.

**મગન**—પણ કાકા મારી કાકીનું નામ છે સુંદરી. પણ અંગે છે ઠીંગણીને જાડી તેનું કેમ ?

**કાકા**—એ ગવૈડા હું ઠગાયો છું. તેથી તો તારા કાનમાં સાવચેતીનો શંખ ફુંકું છું, કે દેખાશે ગુલાબી ગાલને જાતે જઈ જોતાં જણાસે હબસણના હાલ. છબીમાં દેખાશે અધરો રક્ત પરવાળ પણ સન્મુખ થતાં મૂખડું ઓસરી જશે વ્હાલ.

**મગન**—હેં કાકા ત્યારે મારા સોદાનું શું થશે? મેં તો બૈરી પસંદ કરી છે છબી જોઇને.

**કાકા**—તો જા જાતે જઇ ફોટાવાળીને જોઇ ખાત્રીકર. સારી હોયતો ઠીક નહીંતો સોદો કેન્સલ કર. ફોટો ફાડી નાંખ નહિંતો એ દલાલો તને જીંદગીનું દેવાળું કઢાવશે સમજ્યો સાંભળ.

ગાયન

લગ્ન દલાલો આજ કાલ તો જુવાનીઆને ફસાવે
મોહની આંધીમાં પડી મૂરખ અંતે જગ હસાવે
મૃગનયનીનું નામ દઈ આંખે કાંણી પરણાવે
રમણી સંગ રૂપાળી કહી કાળી કુબજા ઘર લાવે
મોતી કહી રોતી સુરતથી લગ્ને હાથ મીલાવે
ગંગાનું શુભ નામ સુણાવી ગટર ગંધાતી લાવે
નામે સરલા હોય કહેતાં ભુલમાં પરણી લાવે
માથું કુટી મરો ભલે પણ ગાંઠ એ કોણ છોડાવે

D.A. 5110 { કાદરમીયાનો બંદર — કોમીક જામન કૃત
{ ઓફીસનો દસ્તુર શુ છે? — ,, ,,

DA. 5136 / ,, 5137 { ગરબડ ભટનો ગોટાળો ભાગ ૧–૪ — ,,



( અગાઉ બહાર પડી ગયેલી ગુજરાતી રેકર્ડઝ )

**Puspabahen J. Sumpat** — **પુષ્પાબ્હેન જે. સંપત**

MM. 7101 { મને સ્વપ્ન આવેરે — ગરબો. કવિ જામન કૃત.
{ કેવી ખીલી વર્ષાની બ્હાર. — ,, ,, ,, ,,

MM 7113 { તરસ્યા હૈયાના કોડ. — ગરબો. ,, ,, ,,
{ ચંદ્રી ખીલી ચોકમાં. — ,, ,, ,, ,,

**Master Asharafkhan** — **મા. અશરફખાન.**

MM 7102 { જુનું કાંઇ ના ગમે. — શ્રી પ્રભુલાલ દયારામ કૃત
{ ઓ ગીતાના ગાનારા — ,, ,, ,,

**Miss Shyamabai.** — **મીસ શ્યામાબાઇ.**

M M 7103 { હૃદય કુંજના ખીલ્યાં પુષ્પો. — અમૃતલાલ
{ ડંખ હૃદયનાં ભ્રમર શું જાણે? — ત્રિવેદી કૃત

M.M. 7116 { પ્રણય પંથના અમે પ્રવાસી. માલગુંજી. — જીવણલાલ
{ ભારત તારૂં આજ લુંટાયે. મીશ્રમાઢ. — બ્રહ્મભટ્ટ કૃત

**Srimati Madhurika Bahen Majumdar.**
**શ્રીમતી મધુરિકા બ્હેન મજુમદાર**

DA. 5101 { શંકરે ભાંગ પીલાઇ. ભૈરવી. — અમૃતલાલ
{ જવાદે સ્યામ અમોને મોરારિ. પીલુ — ત્રિવેદી કૃત

DA 5145 { નયનોમાંનેહરૂડાનીરખ્યાંસાહેલડી.ગરબો. — અમૃતલાલ
{ સાગરનાં સ્નેહમાં ઝુલાવજો હો રાજ.,, — ત્રિવેદી કૃત

**Master Mohan Unawalla** — **મા. મોહન ઉનાવાલા**

D A 5102 { અક્કલ ઉડી જવાનીઆવે ગરીબી જ્યારે. — સ્વકૃત.
{ આજે અમારા હિંદમાં સૌ સટો રમી રહ્યા — ,,

D A 5122 { દિલદાર મારી ક્યાં છે? — સ્વકૃત
શીશી મજાઓ — ,,

**Master Amritlal** Navsari **મા. અમૃતલાલ** નવસારી

D.A. 5103 { તમારા પ્રેમ સાગરમાં. ગઝલ જીવણલાલ બ્રહ્મભટકૃત
વૃજવનીતા બલીહારિ ,, ,, ,,

D. A. 5138 { પ્રણયનોપંથઅતિઘનઘોર. ભીમપલાસ. અમૃતલાલ
તોડ તું બંધન ગુલામી. મીશ્ર પીલુ ત્રિવેદી. કૃત

**Mr. Chhaganlal and Daulat Party**
**મા. છગનલાલ અને દોલત પાર્ટી**

D. A. 5104 { મુંબઇનો નળ અને પાણી વિનાનો વર. ભા. ૧
,, ,, ભા. ૨. હરિભાઇ ઠાકર કૃત

**Master Jagannath of Surat મા. જગન્નાથ (સુરત)**

D. A. 5116 { લખ્યું છે શાસ્ત્રમાં સાચું. ગઝલ. શ્રી. પુષ્પ કૃત
દોરંગી છે દુનીયા છતાં. ,, ,,

**Shrimati Vanlattabahen Purohit**
**શ્રીમતી વનલત્તા બ્હેન પુરોહીત.**

D. A. 5118 { મોહન તારી બંસરી. ગરબો. અમૃતલાલ
જીવન આછાં ખીલી. ,, ત્રિવેદી કૃત

**Master Kantilal Trivedi Cambay.**
**મા. કાન્તીલાલ ત્રીવેદી** ( ખંભાત )

D. A. 5117 { તોફાની આંખની મસ્તી. ગઝલ. જમીયત પંડયા કૃત
ગણે પાગલ મને દુનીયા ,, પુંજાલાલ વ્યાસ ,,



**Master Avinash Vyas of Ahmedabad.**
**મા. અવિનાશ વ્યાસ** (અમદાવાદ)

D. A. 5125 { છબી તારી દિલને દુભાવી રહી છે. **સ્વકૃત**
મોંઘા માનો અપાવું તમને. **દશરથલાલઆ કૃત**

**Sri Arya Kanya Maha Vidyalaya Party**
**શ્રી આર્ય કન્યા મહા વિદ્યાલય પાર્ટી** ( વડોદરા )

M M 7107 { અમર શહીદ દયાનંદહો વંદન — ગરબો
આજે ઉત્સવ ફુલ ડોલનો — ,,

**Master Sageer Asif** **મા. સગીર આસીફ**

MM 7110 { શબ્દ છે તેવું હૃદય .. ... હરિહર દિવાના કૃત
સુમન રસ પાનને માટે....અમૃતલાલ ત્રિવેદી કૃત

**Mer Keshav Bhagat** **મેર કેશવ ભગત**

D.A. 5143 { વ્હાલા હતાં તે કીધાં વેરી ... ભજન
જાગો તમે જદુપતિ રાય ... ,,

**Gadhavi Meghananda Khengar.**
**ગઢવી મેઘાણંદ ખેંગાર**

DA. 5155 { ઝેરરે પીધાંતા મેં જાણી હે મેવાડી રાણા...ભજન
શેઠ સગાળસા સાધુને સેવે.......... ... .. ,,

**Rajya Kavi Bhogilal Ratanchand.**
**રાજ્ય કવિ ભોગીલાલ રતનચંદ.**

DA. 5159 { નમો નમો મંગળમય મહાવીર... જૈન સ્તવન
પાપીનો ઉધ્ધાર જગતમાં .. ,,

**Mr. Sunderdas and Party. મી. સુંદરદાસ અને પાર્ટી.**

DA. 5158 { વકીલની ફી મી...યાં ઉ. કોમીક. કવિ જામન કૃત
ટોબલેટ સાહેબ. ,, ,,

## INSTRUMENTAL RECORDS વાજીંત્રની રેકર્ડઝ

**Blue Lable Rs. 1-8-0 બ્લ્યુ લેબલ રૂ. ૧-૮-૦**

### Prof. B. K. Shastri. પ્રો. બી. કે. શાસ્ત્રીં.



પ્રો. બી. કે. શાસ્ત્રી.

**અત્યાર** સુધીમાં તમોએ વાયોલીનની અનેક રેકર્ડઝ સાંભળી હશે પરંતુ **પ્રો. બી. કે. શાસ્ત્રી**ની વાયોલીન રેકર્ડ સાંભળતાં આ બાહોશ કળાકાર કેટલી કાબેલીયત તથા વાયોલીન પરનો કાબુ ધરાવે છે તે આ રેકર્ડ સાંભળતાં તમોને જણાયા વિના નહીંજ રહે. આવા ચુનંદા વાયોલીનીસ્ટની રેકર્ડ સાંભળતાં તમો મુગ્ધ બન્યા વિના નહિં રહો તેવી અમોને સંપુર્ણ ખાત્રી છે માટે તમારા આલ્બમને દિપાવો.

DA 5170 { વાયોલીન ... ... ... ... .... બીહાગ
" ... ... ... ... ... જોનપુરી

D. A. 5132 { વાયોલીન. ભુપ
" માલકોશ

(અગાઉ બહાર પડી ગયેલી વાજીંત્રની રેકર્ડઝ)

### B. M. Devlanker બી. એમ. દેવલંકર

DA 5108 { સરણાઇ ... ... મીશ્ર કાફી
" ... ... પટદિપક

D.A. 5154 { સરણાઇ. .... ... ... ઝીંઝોટી
" .... ... ... મીશ્ર યમન



### The Young India Music Party

ધી યંગ ઇન્ડીયા મ્યુઝીક પાર્ટી.

D A 5120 { ઓરકેસ્ટ્રા ... ... ... મીશ્ર ખમાચ
" ... ... ... દુર્ગા

### Shree Arya Kanya Maha Vidyalaya Party Barodra.

શ્રી આર્યકન્યા મહા વિદ્યાલય પાર્ટી વડોદરા

D A 5124 { ઓરકેસ્ટ્રા.
"

## MARWARI RECORDS. મારવાડી રેકર્ડઝ.

**Blue Label Rs. 1-8-0. બ્લ્યુ લેબલ રૂા. ૧-૮-૦.**

### K. M. Pawar. કે. એમ પવાર

DA 5168 { નેણોરા લોભીરાજ ...સ્વકૃત
કાંયને પરણાયો છોટો કંથ ... "



કે. એમ. પવાર

**સંગીતકલા**ના અચ્છા મર્મજ્ઞ અને બોલતા ચિત્રોમાં મ્યુઝીક ડાયરેકટર તરીકે કામ કરી ચુકેલ તથા આર્ય સુબોધ નાટક મંડળીમાં મુખ્ય સ્ત્રી પાઠમાં પોતાની કલા બતાવી નાટ્ય શોખીનોનો ચાહ મીળવી ચુકેલ **ખેમસીંગ મોતીસીંગ પવાર** આ રેકર્ડ દ્વારા **મારવાડી** ગાયનો **'નેણોરા લોભી રાજ"** અને **'કાંયને પરણાયો છોટો કંથ"** લઇને રજુ થાય છે. **ખેમસીંગનો** મધુર અવાજ અને સંગીતકળા તમોને અવશ્ય મુગ્ધ બનાવશે. માટે સત્વરે સાંભળો અને વસાવો.

એક બાજુ:—

હાલ હાલ મ્હારે લાગણીયે નેણોરા લોભીરાજ મેળે હાલોની
મેળેરી ઉમાઈ છેલ હુંતો પગપાળે ચાલું રાજ
નહી તો મ્હારે છેલ ભવરરે કાંધે ચડશું રાજ—મેળે હાલોની
સાવણુરા સરણાટ ભંવરજી ભાદરવેરી ઝડીયાં રાજ
પ્રિતલડી તુટેલા છેલ મ્હારો માથો પડીયો રાજ—મેળે હાલોની.

બીજી બાજુ:—

સુન માતા મારી કાંયને પરણાયો છોટો કંથ
ઘુંટણા સુંતા ઉંચા બાલમજી કડીયા સુંતા નીચા
સુણજોરે બસ્તીરે લોકો ઘણી કહુંકે બેટા—સુન માત
મર ગયો સેવક મર ગયો નાઇ જીણુ કરી મારી સગાઇ
માઈ બાપ દમડાંરા લોભી લીયા પચાસ હજાર—સુન માત
છોટેને પરણાઇ કુંવરજી મોટા કબ હોસી
સુખ દુ:ખરી કબ બાતાં કરશા ભેળાં કબ રેંસી—સુન માત

(અગાઉ બહાર પડી ગયેલી મારવાડી રેકર્ડઝ)

**Nazir Ahmed and Bhagabai.**
**નઝીર એહમદ અને ભાગાબા**

| | | |
|---|---|---|
| DA 5134 | ગોગા શેઠજી કે શેઠજી ? | કોમીક ભાગ |
| | ,, ,, ,, | ,, ભાગ |



## HINDUSTANI RECORDS. હિંદુસ્તાની રેકર્ડસ.

### Chocolate Label Rs. 1-12-0 ચોકલેટ લેબલ રૂ. ૧-૧૨-૦

**Master Asharafkhan.** **મા. અશરફખાન.**

| | | |
|---|---|---|
| MM 7117 | ગુરૂ જ્ઞાની દાતા ... ... ... | ભજન |
| | લેતા કયું નહી પ્યારા નામ .... ... | ,, |



મા. અશરફખાન.

ગુજરાતી રંગભુમિનો લાડીલો નટ **મા. અશરફખાન** જાણિતા લોક પ્રિય નાટયકાર પ્રભુલાલભાઈ દ્વિવેદીએ રચેલા ગુજરાતી ગાયનો **"જુનું કાંઇ ના ગમે"** અને **"ઓ ગીતાના ગાનારા"** પોતાની લાક્ષણીક પધ્ધતિએ રજુ કર્યા પછી હિંદી ભાષા બોલનારા પોતાની સંગીત કળાના પ્રસંશકોના આગ્રહને માન આપીને હીંદી ભજનો **'ગુરૂ જ્ઞાની દાતા"** એક બાજુ અને બીજી બાજુ **"લેતા કયું નહીં પ્યારા નામ"** પોતાના સુમધુર અવાજે ગાઇ સાંભળનારાઓને મુગ્ધ બનાવી મુકે છે. **મા. અશરફખાનનું** નામજ સંગીત શોખીનોમાં એટલું બધું લોકપ્રિય છે કે **મા. અશરફખાનના** સંગીત વિશે વિશેષ જણાવવાની જરૂર રહેતી નથી. તમારા આ લાડીલા નટની રેકર્ડ ખરીદી સત્વરે સાંભળો.

એક બાજુ:—

ગુરૂ જ્ઞાની દાતા તન નગરીમેં બોલતા હે કોન
નવ સુરકી મોરલી હે જીવન ઘટકે અંદર બાજે
સાંસકા સુંદર રાગ બજાતા કોન ઈસિમેં બીરાજે
જગદર્શનમેં રંગ રંગકે રૂપ બદલ કર આવે
બાજીગર હૈ યા બહુરૂપી કોન એ ભેદ બતાવે
મનુષ રૂપમેં જાહીર હો કર બન જાયે ગીરધારી
અલગ રહે સંસાર સેવે ઓર કહલાયે સંસારી
દુનીયા હૈ એક ઘોર અંધેરા કોન કીસીકી બુઝે
ગુરૂ જ્ઞાન જબ તક ન મીલે તો કૈસે રસ્તા સુઝે

બીજી બાજુ:—

લેતા કયું નહીં પ્યારા નામ તેરા પૈસા લગે ન દામ
દમ હૈ ગનીમત વખ્ત ન ખો ઈસ નામકા સુમરણ કરલે
લુંટ મચીહે રબકે નામકી લુટકે ઘરકો ભરલે
રામ નામકા સોદા કરલે કામ હૈ તાક લગાયે
ખતમ હુઈ જબ સાંસકી પુંજી ફીર વો હાથ ન આયે
ધન દોલત ઓર જગકી માયા સાથ નહી જાયેંગે
નેકીકે આ માલહૈ તેરે કામ વહાં આયેંગે
ગફલતમેં સબ રાત ગુજરી સુબ્હ હુઈ અબ જાગ
હક્કકી સદા હૈ તુજકો બુલાતી ઉઠ જલદીસે ભાગ



**Master Sageer Asif.** **મા. સગીર આસીફ.**

MM 7118 { પ્રેમસે હય સંસાર ... ... ... ... તેલંગ
પ્રેમહી પ્રેમીકો પ્રેમ શીખાયે ... ... ભૈરવી



મા. સગીર આસીફ.

**મા સગીર આસીફ** જેને વારસા માં મુન્શી આસીફની શાયરી અને સંગીત કલા ઉતરી છે તે આ પહેલાં પોતાના સંગીતપ્રેમીઓ સમક્ષ "**પ્રીત ન કો લગાયે**" અને "**પ્રેમ કીયે દુઃખ હોય**" રજુ કર્યા પછી આ રેકર્ડ દ્વારા "**પ્રેમસે હય સંસાર**" અને "**પ્રેમહી પ્રેમીકો પ્રેમ શીખાયે**" એટલી મધુર અને આકર્ષક પદ્ધતિએ રજુ કરે છે કે આ રેકર્ડ પોતેજ તમોને ખરીદવાની ફરજ પાડશે.

એક બાજુ;—

અય મુરખ પ્રેમસે હય સંસાર
પ્રેમકી દુનીયા, પ્રેમકા પંજર
પ્રેમકે બંદે, પ્રેમકા ઇશ્વર
પ્રેમકા સબ વ્યહવાર......
પ્રેમકા પંખી બોલત બોલી
પ્રેમકી નૈયાં ડોલત ડોલી
પ્રેમ લગાયે પાર
પ્રેમકી સુરત રૂપ અતિ સુંદર
રૂપકી દુનીયા સીતા સ્વયંવર
પ્રેમહી રામ અવતાર

બીજી બાજુ:—

પ્રેમહી પ્રેમીકો પ્રેમ શીખાયે
પ્રેમકા જીવન પ્રેમમેં જાયે
પ્રેમહી પ્રીતકી રીત શીખાયે
પ્રેમ હૃદયમેં સમજાય
પ્રેમકી ચિન્તા ચિતાપે લીટાયે
પ્રેમહી બીરહાકી આગ બુઝાયે
પ્રેમહી સફળ કરાયે

---

**Blue Lable 1-8-0** **બ્લુ લેબલ ૧-૮-૦**

---

**Master Govindrao Yellapurker.**
**મા. ગોવિંદરાવ યેલ્લાપુરકર.**

DA 5163 { પ્રભુ તુમ કૈસે દીન દયાળ ... ... ભજન
બસો મોરે નૈનમેં નંદલાલ ... ... „ }


**મા. યેલ્લાપુરકર.**

**અનેક બોલતા ચિત્રોમાં** પોતાની સંગીત કળા રજુ કરી પ્રેક્ષકોમાં લોકપ્રિયતા મેળવી ચુકેલ **મા. ગોવિંદરાવ યેલ્લાપુરકર** આ રેકર્ડ દવારા **"પ્રભુ તુમ કૈસે દીનદયાળ"** એક બાજુ અને **"બસો મોરે નૈનમેં નંદલાલ"** ભક્ત વત્સલ પ્રભુને ઉદ્દેશતા ભજનો એવી અનોખી અને મધુર ઢબે રજુ કરી જાય છે કે આ ભજનોની રેકર્ડ એક વખત સાંભળ્યા પછી તમોને તે વસાવ્યા વિના ચેન **નહીં** પડે માટે સત્વરે **મા. યેલ્લાપુરકરના** આ ભજનો સાંભળો અને વસાવો.



એક બાજુ:—

પ્રભુ તુમ કૈસે દીન દયાલ કૈસે પ્રભુ દીન દયાલ
મથુરા નગરી મેં રાજ્ય કરત હે કૈસે બેઠે નંદલાલ
ભકતનકે દુ:ખ જાનત નાહી ખેલે ગોપી ગવાલ
મિરાં કહે પ્રભુ ગીરીધર નાગર ભકતનકે પ્રતિપાળ

દુસરીં બાજુ:—

બસો મેરે નૈનનમેં નંદલાલ મોહની મુરત સાંવરી સુરત
નૈન બને નિખાલ
અધર સુધારસ મુરલી રાજત ઉર વૈજંતી માળ
ક્ષુદ્ર ઘંટીકા કટિ લટિ શોભત નુપુર શબ્દ રસાળ
મિરાં પ્રભુ સંતન સુખદાઇ ભકત વત્સલ ગોપાળ

---

**URDU RECORDS.** **ઉર્દુ રેકોર્ડઝ.**

---

**Green Label Rs. 2-0-0** **ગ્રીન લેબલ રૂા ૨-૦-૦**

---

Vatsalabai Kumthekar. **વત્સલાબાઇ કુમઠેકર.**

TM 8318 { યેહી હસરતે કલ્બે. ... ...નાત... ખલીલ કૃત
તેરી પ્રિતકી આગમેં... „ સ્વકૃત }


**વત્સલાબાઇ કુમઠેકર**

**રેડીઓ સ્ટાર વત્સલાબાઈ કુમઠેકરનું** સંગીત એટલેજ જીવનની મોજ. થાકયા માણસનો આનંદનું સાધન. આ પહેલાંની રેકર્ડ દવારા **"લેકે ખંજર સરે મકતલ"** અને **"આયા તેરા મસ્તાના"** પોતાના મનમોહક અને દિલચસ્પ અવાજે રજુ કરી પોતાની પહેલીજ રેકર્ડ દવારા સંગીત શોખીનોમાં લોકપ્રિયતા મેળવી ચુકયા પછી **અજમેરના ખ્વાજા પીરને**

સંબોધતી આ રેકર્ડમાં **વત્સલાબાઇ કુમઠેકર** પોતાના મધુર અને કર્ણપ્રિય અવાજે એવી સુંદર રીતે રજુ કરે છે કે **વત્સલાબાઇ**ની આ નાત સાંભળી તમો આફ્રિન પોકાર્યા વિના નહીંજ રહો. તમોએ આજ સુધી અનેક ગવૈયાઓએ ગાયેલી નાત સાંભળી હશે પરંતુ **વત્સલાબાઇ**નો રૂપાની ઘંટડી જેવો અવાજ અને મનમોહક રીતે નાત રજુ કરવાની પધ્ધતિ તમોને અવશ્ય મુગ્ધ બનાવશે. **વત્સલાબાઇ**એ રજુ કરેલી આ નાતની રેકર્ડ મેળવવી મુશ્કેલ બનવાનો પુરતો સંભવ છે. માટે આ રેકર્ડ ખરીદી સત્વરે સાંભળો. અને તમારી આલ્બમને દિપાવો.

એક બાજુ;—

ચેહી હસરતે કલ્બે હઝીં ગરીબ નવાજ઼
દરે હુઝુર હો મેરી જબીં ગરીબ નવાજ઼
ખબર લો મુશ્કીલે મુશ્કીલ કુશા સતાતી હૈ
ગરીબ મીટહી ન જાયે કહીં ગરીબ નવાજ઼
હે આપ ચુસુફે અજમેર કયું ન સદકે હો
જમાલે પાકપે લાખો હશીં ગરીબ નવાજ઼
મદદકો આઇએ ઇસ વકતે બેકસી મેં હુઝુર
હીલાક કરતા હૈં ચરખે બરી ગરીબ નવાજ઼

બીજી બાજુ;—

તેરી પ્રીતકી આગમેં ખ્વાજા પીયા
સબ તન મન અપના જલા બયઠી



ઘરબાર છુટા સંસાર છુટા
સબ બાગ સુહાગ લુટા બયઠી
તેરે જોગમેં ધુની રમાકે સજન
અબ જોગન ખુદકો બના બયઠી
દુન્યાસે ગરઝ અબ કયા મુઝકો
જો ખટપે તેરે જબ આ બયઠી
અજમેરકે બાસી મનમોહન
મેં તારી પુજારન ખ્વાજા પીયા
હું દર્શકી પ્યાસી દો દર્શન
હું દર્શ ભિખારન ખ્વાજા પીયા
તુમ હિન્દકે રાજા ખ્વાજા હો
રાજા હી નહીં મહારાજા હો
ભર દીજે મુસદોસે દામન
હું રાજ ભીખારન ખ્વાજા પીયા
જો નામકો તેરે જપતી હૈ
દીન રેન બીરહમેં જલતી હૈ
હરદમ હૈ જીસે તેરી સુમરન
મેં વો હું અભાગન ખ્વાજા પીયા

TM 8304 { લેકે ખંજર સરે મકતલ ... ગઝલ. ખલીલ કૃત
આયા તેરા મસ્તાના ... ,, ,, ,,

## Blue Label Rs. 1-8-0 — બ્લુ લેબલ રૂ. ૧-૮-૦.

### Master Gangaram Gaikwawad.

મા. ગંગારામ ગાયકવાડ.

DA 5169 { રહે રવે રાહે આદમકા ... ... ... ગઝલ
{ ઇસ ખાકકે પુતલેમેં ... ... .. ગઝલ



ઉર્દુ કવાલી અને ગઝલ રજુ કરવામાં સંગીત શોખીનોનો ચાહ મેળવી જનાર **મા. ગંગારામ ગાયકવાડ** આ રેકર્ડમાં '**રહે રવે રાહે આલમમે**'' અને ''**ઇસ ખાકકે પુતલેમે**'' એટલી સુંદર પધ્ધતિથી રજુ કરે છે કે આ રેકર્ડ પોતેજ તમોને ખરીદવાની ફરજ પાડશે.

**મા. ગંગારામ ગાયકવાડ.**

એકબાજુ;—

રહે રવે રાહે આદમકા નકશ પા મીલતા નહીં
મંઝીલે હસ્તીસે આગેકા પતા મીલતા નહીં
આશકી મે યે ગનીમત હૈ કે મરને કે સીવા
દિલકે બહેલાનેકો કોઈ મશગલા મીલતા નહીં
અપની અપની જુસ્તજુ હૈ અપની હૈ તલાશ
મીલ ગયા રીંદોકો જાહીદકો ખુદા મીલતા નહીં
બેખુદીમેં રાજ યે હંમ પર ખુલા · એક મસ્તસે
જીસ્કે દિલમેં હય ખુદી ઉસ્કો ખુદા મીલતા નહીં



બીજી બાજુ;—

ઇસ ખાકકે પુતલેમેં યે કયા નજર આતા હે
માશુકે હકીકીકા જલવા નજર આતા હે
ઇસિ શોક કે કુચેમે આકર તો કોઇ દેખે
હર જર્રે મેં જન્નતકા નકશા નજર આતા હે
જો કલ્બે મુસફ્ફા હે તું ઉસ્મે સમાયા હે
સચ હે કે ઉજાલેમે સાયા નજર આતા હે

DA 5113 { સુલતાને અરબ ... ... કવલી
{ કછુ જગમગ જગમગ .. ... ,,

**( અગાઉ બહાર પડી ગયેલી હીંદી રેકર્ડઝ. )**

Firoze Dastur. — **ફીરોઝ દસ્તુર.**

TM 8301 { બિરજમેં ધુમ મચાવત..... ભીમપલાસ
{ તું કોન રીઝાવન જાયરે ..... જોનપુરી

TM 8309 { મધુવનમેં હો લાલા.. .. દુર્ગા
{ કલીયન સંગ કરત રંગ...... બહાર

Master Ahmed Dilawar. — **મા. એહમદ દિલાવર.**

TM 8302 { વો કનૈયા ગાયજા બાંસરી બજાયજા ગઝલ
{ દિલ લગાયાથા દિલ્લગીકે લીયે ,,

Master Bashir Shad. — **મા. બશિર શાડ.**

MM 7105 { નાહીં પરત ચૈન સજન બીન પિલુ
{ યે ન થી હમારે કિસ્મતે કે ગઝલ

**Master Nissar.** **મા. નિસાર.**

| | | |
|---|---|---|
| MM 7104 | ટકરાકે જીગરકો. | ગઝલ |
| | હૈ અજબ તરહકી વેહસત. | ,, |
| MM 7108 | તેરે ઇશ્કી ઇન્તહા ચાહતા હું | ગઝલ |
| | સીના કીસીકી આતિશે ફુરકતસે જલગયા | ,, |

**Miss Mamibai.** **મિસ મમીબાઈ.**

| | | |
|---|---|---|
| DA 5105 | છુને ન દુંગી શરીર | આશા |
| | અલ્લાહુ અલ્લાહુ | ભૈરવી |
| DA 5127 | ના ઘંટી બજાયેંગે | જોગીયા |
| | આજ મધુબનમેં ખેલે | મિશ્રમાંડ |

**Pandit Shivdayal (Kathawachak).**

**પં. શિવદયાળ (કથાવાચક).**

| | | |
|---|---|---|
| DA 5107 | દેખો પ્રભુકે ન્યારે ખેલ. | ભા. ૧ |
| | ,, ,, ,, ,, | ,, ૨ |

**Shrimati Laxmibai Baroda.** **શ્રીમતી લક્ષ્મીબાઇ (બરોડા)**

| | | |
|---|---|---|
| TM 8303 | મિલદો સખી શ્યામ | નંદ |
| | આયો વસંત સખીરી | ખમાચ હોરી |

**Khan Saheb Amanatalikhan of Indore.**

**ખાંસાહેબ અમાનત અલીખાં ઇંદોર.**

| | | |
|---|---|---|
| MM 7106 | ગુરૂબિન જ્ઞાન ન સુઝે. | |
| | નૈનોમેં બસે મુરારિ | મીશ્રમાંડ |
| MM 7114 | અભી કમસીન હૈ | ગઝલ |
| | ઉલ્ફતને તેરી ખલ્કમેં | ,, |



**Master Bhagwatishankar of Dhrangdhra.**

**મા. ભાગવતી શંકર (ધ્રાંગધ્રા)**

| | | |
|---|---|---|
| DA 5109 | આયે આયેરે મુરારિ | પટદિપ |
| | કયસે કટે રજની | બાગેશ્રી |
| DA 5149 | મેરે તો ગીરીધર ગુણ ગાન | દુર્ગા |
| | બન ઠન કહાંજુ ચલે હો લાલ | રાગેશ્રી |

**Shaikhlal Quawal (Nagpur).**

**શેખલાલ કવાલ, (નાગપુર.)**

| | | |
|---|---|---|
| DA 5106 | એકરાર નહીં હે કોઇ ઘડી .... | .... ગઝલ |
| | કાલુ બલાકી શરાબ પીલા સાકી... | મુન્શી શ્યામ કૃત |
| DA 5128 | યસ રબ વાલે ઝુલો ઝુલના | નાત |
| | તું હૈ મૌલા મંય હું બંદા | ,, |
| DA 5152 | હકક તેગે મોહબ્બતકા ... ... | ગઝલ |
| | લાખ કરો ચતુરાઈ ... .... | ,, |

**Miss Vilayat Begum.** **મીસ ઇલાયત બેગમ.**

| | | |
|---|---|---|
| DA 5126 | દિલે બિમાર બહેલાતા નહીં. | ગઝલ. મુન્શી રફીક કૃત |
| | ઇસ કદર જુલ્મો સીતમ. | ,, ,, |
| DA 5153 | સિતમે નિકાબ હૈં | ગઝલ. મુન્શી શ્યામ કૃત |
| | ફરીયાદ આહો લબપે | ,, ,, રફીક ,, |

**Master M. Amin.** **મા. એમ. અમીન.**

| | | |
|---|---|---|
| DA 5111 | આંખ લડના હી ના | સીંધ ભૈરવી |
| | ન જાને કીતને | સિંધુરા |

**Master Sagir Asif.** — **મી. સગીર આસીફ.**

| | | |
|---|---|---|
| MM 7109 | પ્રિત ન કોઇ લગાયે | મીશ્ર ખંભાવતી |
| | પ્રેમ કીયે દુઃખ હોય | મિશ્ર જીવનપુરી |

**Pandit Hansaraj Madan.** — **પંડિત હંસરાજ મદન**

| | | |
|---|---|---|
| MM 7111 | બનમેં ચરાવત ગૈયાં | માલગુંજી |
| | હો રસીયા મેંતો શરણુ તીહારી | દુર્ગા |

**H. Masih.** — **એચ. મસીહ.**

| | | |
|---|---|---|
| MM 7112 | આજા આજા છબીલી અલબેલી | તીલક કામોદ |
| | કયા આગ લગા કર કે | ગઝલ |

**Joharabai of Delhi.** — **જોહરાબાઇ (દીલ્હી).**

| | | |
|---|---|---|
| MM 7115 | જો હે એહલે દિલ | ગઝલ |
| | લહેદમેં ભી મેરે | ,, |

**Master Gulam Rasul** — **મા. ગુલામ રસુલ**

| | | |
|---|---|---|
| DA 5131 | હબીબે ખુદા શાને વાલા મહોમ્મદ | ગઝલ |
| | ન થે અરજો સમો પયદા | ,, |

**Nazir Ahmed and Bhagabai.**

**નઝીર એહમદ અને ભાગાબાઈ.**

| | | | |
|---|---|---|---|
| DA 5133 | બુઢાપેકી હીકામત | ભાગ ૧ | કોમીક |
| | ,, ,, | ,, ૨ | ,, |
| DA 5151 | શરીફ બદમાશ. | ભા. ૧ | કોમીક |
| | ,, | ભા ૨ | ,, |



મા. અશરફખાન



મા. મોહન મારવાડી



ફીરોઝ દસ્તુર



શ્રીયુત રાયચુરા

“ યંગ ઇન્ડીઆ ”
રેકર્ડઝના
ચુનંદા કલાકારો.



ગઢવી મેરૂભા



KOTHARI PRINTINGPRESS DALALSTREET, FORT, BOMBAY.